Regno 27

ગૂજરાત વિદ્યાપીઠ પુસ્તક ૬ઠ્ઠું

## વિદ્યાપીઠ વાચનમાળા

# ગૂજરાતી પહેલી ચોપડી

II/1926 7-4-1926



પ્રકાશક
ગૂજરાત વિદ્યાપીઠ
અમદાવાદ

# પ્રસ્તાવના

સામાન્ય ચર્ચા તેમજ એક વર્ષના શિક્ષણાનુભવને પરિણામે આ ચોપડીમાં યોગ્ય ફેરફાર કરવામા આવ્યા છે. ચોપડીની મૂળ વસ્તુમાં બહુ ફેરફાર કરવામા આવ્યો નથી, પણ તેને બાળકની સામે ધરવાની પદ્ધતિમા ફેર કરેલો છે. પાઠોને પ્રશ્નોત્તર પદ્ધતિએ ન જ઼ખતા સળંગ લખ્યા છે, છતા સંવાદની પદ્ધતિ તો કાયમ જ રાખેલી છે આથી પાઠ ટૂંકા થયા છે અને ચોપડીનુ કદ પણ ઘટયું છે. બાળકોને રૂચે એવા કેટલાક નવા પાઠ આમા ઉમેરેલા છે. કવિતાઓમા પણ ઘણો ફેરફાર કર્યો છે. બાળકો માટેનું કાવ્યસાહિત્ય આપણી ભાષામા ઘણું કમ છે તેથી આ બાબતમા ઘણી અડચણ નડે એ દેખીતુ જ છે. બને તેટલી કાળજી રાખી, જ્યાથી મળી શકે ત્યાંથી એવુ સાહિત્ય એકત્ર કરી લાવવા યત્ન કર્યો છે; છતાં પણ એ દિશામા સંપૂર્ણ સંતોષ થાય એવું તો નથી જ થયું. એ બાબતમા આવતા વ્યવહારૂ સૂચના પર અમે પૂરતું ધ્યાન આપવા તૈયાર જ છીએ.

કોઈ પણ ચોપડી સફળ રીતે શીખવવાનો આધાર ઘણે અંશે શિક્ષક પર જ રહેવાનો. સાધન અપૂર્ણ હોય છતાં સારો શિક્ષક તેમાથી પણ સારૂ પરિણામ લાવી શકે; જ્યારે પોતાના ધંધાની કળા બરાબર ન જાણનાર શિક્ષક પૂરતા અને સારાં સાધન હોવા છતાં નિષ્ફળ થાય. આમ હોવાથી આ ચોપડીના ઉપયોગ પરત્વે થોડીક સૂચના ચોપડી શીખવવાની રીતમાં આપી છે.

છોટાલાલ બાળકૃષ્ણ પુરાણી
ભરૂચ કેળવણી મંડળ,
ભરૂચ.

ગૂજરાત વિદ્યાપીઠ પુસ્તક ૬ ઠ્ઠું

## વિદ્યાપીઠ વાચનમાળા

# ગૂજરાતી પહેલી ચોપડી


સંયોજક,

છોટાલાલ બાળકૃષ્ણ પુરાણી

મંત્રી, ભરૂચ કેળવણી મંડળ,

ભરૂચ.



પ્રકાશક

ગૂજરાત વિદ્યાપીઠ

અમદાવાદ

સં. ૧૯૮૨ ]      સુધારેલી ત્રીજી આવૃત્તિ      [ પ્રત ૧૦ હજાર

( ચોથું મુદ્રણ )

કિંમત ૦-૨-૬

# વિજ્ઞાપન



પુસ્તક સમિતિના ઠરાવ ૧૫/૮૧ અનુસાર પહેલી ચોપડીની આ સુધારેલી આવૃત્તિ પ્રસિદ્ધ કરવામાં આવે છે. આ વખતે કિંમતમાં ઘટાડો કરી શકાયો છે એ જણાવતાં ખુશી ઉપજે છે.

વિદ્યાપીઠ કાર્યાલય,
શ્રાવણ શુદ ૧૩, સં. ૧૯૮૨ } પ્રકાશક

# સાંકળિયું

# પહેલી ચોપડી

## પાઠ ૧ લો. રેંટિયો.



ક્+ક=ક્ક. ચક્કર ત્+ર=ત્ર. ત્રાક

નાનો રમણ તેના ભાઈબંધ મગનને

ઘેર રમવા ગયો. મગનનાં દાદીમા કાંતતાં હતાં.

રમણ—મગનભાઈ, પેલું શું છે ?

મગન—એ રેંટિયો છે.

રમણ—એનાથી શું થાય છે ?

મગન—એનાથી કંતાય છે. જો, પેલાં માજી શું કરે છે ?

રમણ—તે તો એક હાથે પેલું ચક્કર ગોળ ગોળ ફેરવે છે, અને બીજે હાથે પેલા રૂમાંથી લાંબા તાર ખેંચે છે.

મગન—રમણભાઈ, એ રૂ નથી. એ તો પુણી કહેવાય. જો, આ રૂ છે, અને આ પુણી છે.

રમણ—એ પુણી શાની બને ?

રમણ—એ સૂતરના તાંતણા શા કામમાં આવે છે ?

મગન—એ તાંતણાનાં લુગડાં વણાય છે.

રમણ—ત્યારે તો રેંટિયો બહુ કામનો.

મગન—હા, મારી બા રોજ કાંતે છે. તારી બા કાંતે છે ?

રમણ—ના, મારી બા કાંતતી નથી. મગનભાઈ, તમને કાંતતાં આવડે છે ?

મગન—પુણી રૂની બને.

રમણ—પેલું લોઢાના સળિયા જેવું શું છે?

મગન—એ ત્રાક કહેવાય. એનાથી રૂ કંતાય છે, અને તેની ઉપર જ પેલા તાંતણા વીંટાય છે. એ તાંતણા સૂતરના તાંતણા કહેવાય.

# પાઠ ૨ જો.

## રૂડો મારો રેંટિયો હોજી.

દુઃખ હરતો ગાજે ખંત
ધીરો ધીરો ચાલે રે, મીઠો મોઠો ગાજે રે,
રૂડો મારો રેંટિયો હોજી.
સુંદર મારો રેંટિયો, ગોળ ફરંતો ગાય,
કાંતું સુંદર ખંતથી, તાર રૂપાળા થાય;
દુઃખો સહુ હરતો રે, ધીરો ધીરો ફરતો રે,
રૂડો મારો રેંટિયો હોજી.

---

( ૪ )

મગન—હા, મને કાંતતાં આવડે છે. તારે શીખવું છે ?

રમણ—મને કાંતતાં આવડે તો હું મારી બાને કહી રેંટિયો મંગાવું, અને રોજ કાંતું. હું રોજ કાંતવાનું શીખવા આવીશ. તમે મને શીખવજો.

---

કનુ—હા, મનુભાઈ.

મનુ—કનુભાઈ, તમે આવશો એટલે આપણે પતંગ ચગાવીશું.

કનુ—ક્યાં ચગાવીશું ?

મનુ—મારા ઘરની પાછળ વાડો છે ત્યાં.

કનુ—તમારા ઘરને અગાશી નથી ?

મનુ—અગાશી તો છે; પણ મારા બાપાજી ત્યાં ચગાવવાની ના પાડે છે.

# પાઠ ૩ જો. પતંગ.

અગાશી ચગાવીશું સરત પાટલી

ફીરકી

ત્+ર=ત્ર. ત્રણ સ્+ત=સ્ત. દોસ્ત

મનુ—કનુભાઈ, તમે મારે ઘેર આવશો ?

કનુ—શું કામ ના પાડે છે ?

મનુ—બાપા કહે છે કે પતંગ ચગાવવાના રસમાં સરત ન રહે તો પડી જવાય.

કનુ—મનુભાઈ, તમે એટલા બધા ભૂલકણા છો ?

મનુ—ના, ના ! મને તો લાગે છે કે હું પડું જ નહિ; પણ બાપાજીનો હુકમ તો માનવો જ જોઈએ ને ?

કનુ—ઠીક, ત્યારે આપણે વાડામાં ચગાવીશું, પણ તમારી પાસે પતંગ છે ?

મનુ—હા, મારી પાસે ત્રણ પતંગ છે. એક લાલ, એક પીળો અને એક વાદળી.

મનુ—હા, એક પાટલી છે.

કનુ—મનુભાઈ, ત્યારે તો હું મારી ફીરકી લેતો આવીશ. આપણે પતંગ ખૂબ ઊંચો ચગાવીશું. કેમ દોસ્ત ?

મનુ—હા ! બહુ મઝા પડશે.

---

કનુ—મનુભાઈ, તમને પતંગ ચગાવતાં આવડે છે ?

મનુ—ના ભાઈ, મને પતંગ ચગાવતાં નથી આવડતો. તમે પતંગ ચગાવી મારા હાથમાં આપજો.

કનુ—મનુભાઈ, તમારી પાસે દોર છે ?

---

# પાઠ ૫ મો. ભાઈબેન.

મહાદેવ  દહેરામાં  કિલકારીઓ

પૂજારી  માળા  આરતી

ટ્+ય=ટ્ય.  ચૂંટ્યાં

મણિ—મોટા ભાઈ, નાની બેન બહુ રડે છે, અને બા એને છાની રાખવા કહે

# પાઠ ૪ થો.

## ખાદીની ટોપી.

સ્વરાજ　　　　　　　દફતર

મા, મને ખાદીની ટોપી અપાવ,
　　ખાદીની ટોપી અપાવ—મા, મને.
ખાદીનું પહેરણ, ખાદીની ધોતી,
　　ખાદીનું દફતર અપાવ—મા, મને.
સ્વરાજ લઇશું સૂતરને તાંતણે,
　　રેંટિયો રૂડો અપાવ—મા, મને.

છે. આપણે એને પેલા મહાદેવના દહેરામાં રમવા લઈ જઈશું ?

મગન—હા, બેન. લાવ હું એને તેડી લઉં. જા બેન, બાને કહે, કે અમે બેનને મહાદેવમાં લઈ જઈએ છીએ.

મણિ—ચાલ ભાઈ, હું બાને કહી આવી. જો ભાઈ, નાની બેન કેવી પાકી છે ! હવે કેવી છાની રહી ગઈ ! એને તો બહાર ફરવું બહુ ગમે છે.

મણિ અને મગન મહાદેવના દહેરામાં ગયાં. ત્યાં આરતી થતી હતી. આરતીના ઘંટ સાંભળીને તો નાની કીકી હસીને કિલકારીઓ કરવા મંડી. પછી ભાઈ બેન દહેરાની પાછળના વાડામાં ગયાં. ત્યાં એક નાનો બાગ હતો. મહાદેવના

બચુભાઈ—બા, બા ! જો, વાજાં વાગે છે ! ચાલ, ચાલ, બા ! જોવા જઈએ. વહેલી થા બા, વાજાં જતાં રહેશે.

મા—ચાલ બચુભાઈ, આ ટોપી પહેરી લે.

બચુ—બા, આ શું છે ?

મા—એ સરઘસ છે.

પૂજારી દલસુખરામને પૂછી મગને જાઈ, જુઈ, ચંપા અને કરેણનાં ફૂલ ચૂટયાં, અને મણિએ તેની માળા બનાવી. નાની કીકી હસતી હતી. પછી થોડી વાર રમી તે ઘેર ગયાં.

---

## પાઠ ૬ ઠ્ઠો. સરઘસ.

પડઘમ વાંસળી હારદોર સૂર

 

બચુ—ધોળી ટોપીઓવાળા પેલા છોકરાઓ શું કરે છે?

મા—એ છોકરાઓ સારાં સારાં ભજન ગાય છે. એ લોકોને કહે છે કે આપણા દેશમાં બનેલાં કપડાં વાપરો.

બચુ—બા, એ કેવા હારદોર ચાલે છે! બા, આ છોકરાઓએ શું ઉપાડયું છે?

મા—એ પડઘમ છે.

બચુ—બા, પેલા છોકરાઓ શું વગાડે છે?

મા—એ છોકરાઓ વાંસળી વગાડે છે. જો, એ વાંસળીનો સૂર કેવો મીઠો લાગે છે!

# પાઠ ૭ મો.

## ઈશ્વરસ્તુતિ.

વિસરૂં નહિ પ્રભુ નામ,
    કદિ હું વિસરૂં નહિ પ્રભુ નામ.
ચંદ્ર સુરજ ને અગણિત તારા,
    કર્યાં ઉજાસને કામ—કદિ.
બહુ ઉપયોગી આપી હવા તેં,
    બેસે નહિ કંઇ દામ—કદિ.
અન્ન દીયે છે વરસાદેથી,
    પાળે જીવ તમામ—કદિ.
ગાય ભેંસને દૂધ દહીં દેવા,
    સરજાવી સહુ ઠામ—કદિ.
ઝાડ પાન ફળ ફૂલ બનાવ્યાં,
    આંબો ગુલાબ બદામ—કદિ.
દયા કરી સેવકને આપો,
    બહુ વિદ્યા સુખ હામ—કદિ.

# પાઠ ૮ મો. નિશાળ.



વાડો પુંજો ઢાળિયાં પાથરણાં
ગુરુજી અક્ષર ગંદો

છગનભાઈ, ચાલો તમને મારી નિશાળ દેખાડું. જુઓ, આ અમારી નિશાળ. એને ફરતો વાડો છે. વાડામાં ફૂલના છોડ છે.

હું અહીં ભણવા આવું છું. નિશાળે આવીને અમે અમારા ઓરડામાંથી પુંજો કાઢીએ છીએ. અમને ગંદો ઓરડો ગમતો નથી. પછી અમે પાથરણાં પાથરી બેસીએ છીએ. પેલાં ઢાળિયાં છે. એ ઢાળિયાં પર પાટી મૂકી અમે લખીએ છીએ. પેલા મોટા પાટિયા પર ગુરુજી લખે છે. એ પાટિયા પર ચાકથી લખાય.

ગુરુજી બહુ સારા અક્ષર લખે છે. તેઓ અમને સારા અક્ષર લખતાં શીખવે છે. ગુરુજી અમને સારી સારી વાતો કહે છે. મને વાતો સાંભળવી બહુ ગમે છે. વળી ગુરુજી અમને કવિતા ગવડાવે છે. છગનભાઈ, મને વાંચતાં આવડે છે. અમને નિશાળે જવું બહુ ગમે છે.

---

મોતિયો કોણ છે તે તમે જાણો છો ? 'મોતિયો' તો મારા કુતરાનું નામ છે. એ મારો પાળેલો કુતરો છે. હું 'મોતિયા' 'મોતિયા' કહી બોલાવું કે તરત તે આવે છે. એ બહુ હોશિયાર છે. એને તાળી આપતાં આવડે છે. હું નિશાળે જાઉં, ત્યારે તે મારી જોડે આવે છે. મારો 'મોતિયો' બહુ જબરો છે. બીજા કુતરાને જુએ કે તરત તે તેની પાછળ દોડે છે. એ બહુ ઝડપથી દોડે છે. હું એને કાંઈ ખાવું આપવા જાઉં, ત્યારે તે ઊંચો ઊંચો

# પાઠ ૯ મો. મારો મોતિયો.

પાળેલો  હોશિયાર  તાળી  ઉછાળું

નારંગી જાંબુડિયો તપખીરિયો નીલો

આકાશ ભૂરા રંગનું છે. આકાશનો ભૂરો રંગ બહુ સારો લાગે છે. ભૂરા રંગને વાદળી રંગ પણ કહે છે. આ હળદર છે. તેનો રંગ પીળો છે. સોનેરી કેળાં પણ પીળાં હોય છે. પીતળનો રંગ પીળો કહેવાય. ચણીબોરનો રંગ લાલ છે. કંકુ પણ લાલ છે. માંકડાનું મોં પણ લાલ હોય છે. લાલ રંગની

કુદે છે. રોટલીનો કકડો હું ઊંચો ઉછાળું તો તે મોંમાં ઝીલી લે છે.

---

## પાઠ ૧૦ મો. રંગ.

ચીજો ગણાવો. આ ઓરડામાં પીળા રંગની ચીજો બતાવો. લાલ, પીળો અને વાદળી એ ત્રણ રંગમાંથી તમને કયો ગમે છે ? આકાશનો ભૂરો રંગ મને બહુ ગમે છે.

દૂધનો રંગ સફેદ કે ધોળો કહેવાય. રૂ ધોળું હોય છે. ખાદીનાં સફેદ કપડાં મને બહુ ગમે છે. સફેદ કપડાં બહુ સારાં લાગે. કોયલાનો રંગ કાળો છે. મેશ કાળા રંગની હોય છે. કાગડાનો રંગ પણ કાળો હોય છે. વાંદરાનું મોં કાળું હોય છે.

ઘાસનો રંગ લીલો છે. ઝાડનાં પાંદડાં પણ લીલાં છે. નારંગીનો રંગ નારંગી કહેવાય. જાંબુનો રંગ જાંબુડિયો કહેવાય.

# પાઠ ૧૧ મો. સ્પર્શ.

આ રેશમ છે ને આ ખાદી છે. એ બંને પર હાથ ફેરવો. રેશમ સુંવાળું લાગે છે. ખાદી કરકરી છે. તે સુંવાળી નથી. કાચ લીસો છે. ઈંટ કરકરી લાગે છે.

રૂ હાથથી દબાવાય છે. રૂ પોચું છે.

તમાકુ કે તપખીરનો રંગ તપખીરિયો કહેવાય છે. ગળીનો રંગ નીલો કહેવાય છે.

આ હીરો છે. એને તેજ સામે રાખી જુઓ. શું દેખાય છે? તેજ ધોળું દેખાય છે? ના જી. આ હીરામાં તો લાલ, નારંગી, પીળો, લીલો, વાદળી, નીલો અને જાંબુડિયો એટલા રંગ દેખાય છે.

પથરો હાથથી દબાવાતો નથી. તે કઠણ છે. લાકડું પણ કઠણ છે.

આ પથરો નાનો છે, અને આ મોટો છે. મોટો પથરો નાના પથરા કરતાં ભારે છે. આ બેમાંથી મોટો પથરો કયો ? આ ઓરડામાંની કઠણ ચીજો ગણાવો. રબર કેવું કહેવાય ? લીસી ચીજો ગણાવો.

કોઈ ચીજ સુંવાળી કે કરકરી, ટાઢી કે ઉની તે આપણી આંગળીઓથી જણાય. ચીજ હાથમાં લઈ જોવાથી હલકી કે ભારે જણાય. દબાવવાથી ચીજ કઠણ છે કે પોચી છે તે ખબર પડે.

ફાંટા          છાંયડો          મનહર

જુઓ, આ ઝાડ છે. તેનો આ થાંભલા જેવો ભાગ થડ કહેવાય. એ થડ જમીનમાંથી નીકળી ઊંચું જાય છે. થડની ઉપર છાલ હોય છે. થડમાંથી મોટાં મોટાં ડાળાં નીકળે છે. એ ડાળાં ચોમેર પથરાય છે. ડાળાં ઉપર નાની ડાળીઓ ફૂટે છે. સૌથી છેલ્લે નાની પાતળી ડાંખળીઓ પર પાંદડાં હોય છે. આ ઝાડ કેવું ઘટાદાર છે !

પાંદડાં રંગે લીલાં હોય છે. તાજાં પાંદડાં લીલાં હોય છે; પણ તે પાકે છે, ત્યારે

# પાઠ ૧૨ મો. ઝાડ.

થાંભલા     છાલ     ડાંખળીઓ     પાંદડાં

પીળાં કે રાતાં થઈ જાય છે. ઝાડ પર ફૂલ પણ બેસે છે. ફૂલ બેઠેલાં હોય છે, ત્યારે તો ઝાડ ઘણું જ મનહર દેખાય છે. ફૂલમાંથી ફળ થાય છે.

થડની નીચે મૂળ હોય છે. મૂળના ફાંટા મૂળિયાં કહેવાય. મૂળિયાં જમીનની અંદર ચોમેર ફેલાય છે. મૂળ અને મૂળિયાં થડને પકડી ઉભું રાખે છે.

ઝાડની નીચે છાંયડો હોય છે. તેમાં તડકો આવતો નથી. ઝાડની ઘટામાં પંખીઓ માળા બાંધે છે.

# પાઠ ૧૩ મો. સ્વાદ.

ળ્+ય=ળ્ય. ગળ્યો સ્+વ=સ્વ. સ્વાદ

તમે ગોળ ખાધો છે? હા જી, મેં ગોળ ખાધો છે. ગોળનો સ્વાદ કેવો કહેવાય? ગોળનો સ્વાદ ગળ્યો કહેવાય. ગોળ ગળ્યો છે. મધ પણ ગળ્યું છે. ગળી ચીજ મીઠી પણ કહેવાય. ગોળ અને મધ મીઠાં પણ કહેવાય. ગળી ચીજો સૌને ભાવે.

મેથી કડવી છે. લીમડાનાં પાંદડાં પણ કડવાં છે. કડુનો સ્વાદ પણ કડવો છે. કડવી ચીજ કોઈને ન ભાવે. બીજી કડવી ચીજો ગણાવો.

આંબલીનો સ્વાદ ખાટો કહેવાય. લીંબુ પણ ખાટું છે. કાચી કેરી પણ

ખાટી હોય છે. મીઠાનો સ્વાદ કેવો કહેવાય? તે ખારો કહેવાય. મરચાંનો સ્વાદ તીખો કહેવાય. મરી પણ તીખાં હોય છે. બીજી તીખી ચીજો ગણાવો જોઉં.

કાથાનો સ્વાદ તૂરો કહેવાય. આ હરડે ચાખી જુઓ. એ કેવી લાગે છે? જી, હરડે તૂરી લાગે છે. ફટકડી પણ તૂરી હોય છે.

મીઠો, કડવો, ખાટો, ખારો, તીખો, અને તૂરો એમ છ સ્વાદ થયા. બધા સ્વાદ જીભથી જણાય.

---

ગુલાબનું ફૂલ તમે જોયું છે ? એની વાસ કેવી સારી લાગે છે ? ગુલાબની વાસ મીઠી કહેવાય છે. સારી વાસ સુગંધ કહેવાય. જાઈ, જુઈ તથા મોગરાનાં ફૂલ સુગંધિ કહેવાય. ચંપાનાં ફૂલની વાસ પણ સારી છે. સુગંધિ ફૂલથી મનને ઘણો આનંદ થાય છે. સુગંધિદાર ફૂલોની વાડીમાં ફરવું બહુ સારૂં લાગે છે.

આ હીંગ છે. એની વાસ તમને ગમે છે ? હીંગની વાસ ખરાબ છે. ખરાબ વાસ

# પાઠ ૧૪ મો. વાસ.

સુગંધિ  આનંદ  ખાળકુંડી  સાફસુફ

ચોકડીઓ  ર્+ગ=ર્ગ.  દુર્ગંધ

દુર્ગંધ કહેવાય. કાંદાની વાસ આકરી હોય છે.

ઘરની ચોકડીઓ અને ખાળકુંડીઓ સાફ ન રાખીએ તો તેમાંથી દુર્ગંધ નીકળે. દુર્ગંધથી શરીર બગડે છે. ઘરને એવું સાફસુફ રાખવું કે તેમાં જરા પણ દુર્ગંધ પેદા થાય નહિ.

# પાઠ ૧૫ મો.

## બિલાડીની કવિતા.

કાળ ઘોર

બિલ્લી વાઘ તણી માશી, જોઇને ઉંદર જાય નાશી.

ચામડી ઉપર ચટાપટા ને, પૂંછડી પટપટ થાય;
ખૂણા ખાંચરા ખોળી ખોળીને, ઝડપી ઉંદર જાય
—બિલ્લી૦

જીભ વતી એ પાણી પીએ ને, આંખો મીંચીને ખાય
કુતરૂં એનો કાળ છે તેને, દેખી નાશી જાય
—બિલ્લી૦

ભૂરે ડોળે ભલું ભાળતી, જવ અંધારૂં ઘોર;
એક જ ઘરમાં ગોઠે નહિ એ, આખા ગામની ચોર
—બિલ્લી૦

સવાર થઈ છે. આકાશમાં તારા દેખાતા નથી. બધે અજવાળું થઈ ગયું છે. રાતે ઝાડ, ઘર, ટેકરીઓ કશું બરાબર દેખાતું નહોતું. હવે તો બધું બરાબર દેખાય છે. પવન ધીરે ધીરે વાય છે. ઠંડો પવન કેવો સારો લાગે છે !

કાગડાઓ 'કા', 'કા' કરતા ઊડે છે. આ ચકલીઓ 'ચીં', 'ચીં' કરતી કેવી કુદાકુદ કરે છે ! પેલા ઉકરડા પર કુકડો ડોક લાંબી કરી 'કુકડેકૂક' કરે છે.

# પાઠ ૧૬ મો. સવાર.

અજવાળું ટેકરીઓ ઉકરડા આરતી

પરભાતિયાં ચકચકતાં ઝંખવાઈ

ગ્+ય=ગ્ય. ઉગ્યો

મંદિરમાં આરતીના ઘંટ વાગે છે. લોકો મજાનાં પરભાતિયાં ગાય છે. ઘંટીનો ઘોર કાનને કેવો મીઠો લાગે છે ! જુઓ, બૈરાં માથે ચકચકતાં બેડાં લઈ પાણી ભરવા જાય છે.

ઓહો ! પણે કેવું તેજ તેજ થઈ રહ્યું છે ! ત્યાં આકાશ કેવું મજાનું ચળકતું ગુલાબી થયું છે ! ત્યાં સુરજ ઉગે છે. સુરજ કેવો ગોળ થાળી જેવો દેખાય છે ! એના સામું જોવાતું નથી. એની સામે જોતાં આંખ ઝંખવાઈ જાય છે. સવારના પહોરમાં ખેતરોમાં ફરવું બહુ સારૂં લાગે. સુરજ ઉગે ત્યારે સવાર થઈ કહેવાય.

---

કનુ—આજે મેળો છે. હું જવાનો છું. મારા બાપાજી મારી સાથે આવશે. મારા બાપાજી મને રમકડાં અપાવશે. હું ફરકડી અને ઘોડો લઈશ. મગનભાઈ, તું મેળામાં આવીશ ?

મગન—હા ભાઈ, મારા મામા જોડે આવીશ. હું તો ચગડોળમાં બેસવાનો છું. તું ચગડોળમાં બેસીશ ?

કનુ—ના ભાઈ, મને તો ચગડોળમાં બીક લાગે.

મગન—બીક! કેમ વારૂ એમાં બીવાનું શું છે ?

# પાઠ ૧૭ મો. મેળો—ભાગ ૧.

રમકડાં ફરકડી ચગડોળ સીસોટી

કનુ—અલ્યા, તને ફેર પણ ન આવે ?

મગન—બહુવાર બેસીએ તો આવે; પણ તું પેલો ગોળ ફરે છે તેમાં પહેલાં બેસજે; એમાં બીક નહિ લાગે.

કનુ—મગનભાઈ, તું શું રમકડાં લઈશ ?

કનુ—પડી ન જવાય ?

મગન—જા, જા. પેલો ઊંચો નીચો જાય છે તે ચગડોળમાં મને પણ પહેલાં બીક લાગતી હતી. પણ એકવાર મારા મામાએ મારો હાથ ઝાલીને બેસાડી દીધો. મેં જાણ્યું કે હમણાં પડીશ, હમણાં મુઓ; પણ પડ્યો યે નહિ ને મુઓ યે નહિ. ત્યારથી મારી બીક નાશી જ ગઈ. હવે તો તું કહે તેટલી વાર બેસું.

મગન—મારા મામા અપાવશે તે લઈશ. મને સીસોટી બહુ ગમે છે. ગાડી ગાડી રમીએ ત્યારે વગાડવા કામ લાગે.

---

# પાઠ ૧૮ મો. મેળો—ભાગ ૨.

ભીડ ધમાલ

કનુ અને મગન સાંજે મેળામાં ગયા. મેળામાં બહુ લોક ભેગા થયા હતા. હારબંધ દુકાનો હતી. મમરાવાળા અને રમકડાંવાળાની દુકાનો આગળ બહુ ભીડ હતી. કેટલાંક છોકરાં રમકડાં માટે હઠ કરી રડતાં હતાં. કનુ અને મગન હઠ નહોતા કરતા. કનુ ફરકડીવાળાને શોધતો હતો. ફરકડીવાળો દેખાયો એટલે કનુ

વહેલો વહેલો તેની પાસે ગયો અને એક મજાની ફરકડી લીધી.

ચગડોળો આગળ તો બહુ ધમાલ હતી. લોકો ચગડોળમાં ચડે ને ઉતરે. મગન ચગડોળમાં બેઠો. પછી કનુ પણ હિમ્મત કરીને બેઠો. ચગડોળ ગોળગોળ ફરવા લાગ્યો. ચગડોળમાં મગન ઘોડા પર બેઠો હતો. તે બીતો નહોતો. ચગડોળ જોરથી ફરતો હતો, ત્યારે એક નાનો છોકરો રડી પડયો. મેળામાં બધે ફરી કનુ અને મગન વાતો કરતા ઘેર ગયા.

# પાઠ ૧૯ મો. બપોર.

પડછાયો વ્+ય=વ્ય. આવ્યો

સુરજ બરાબર માથા પર આવ્યો છે. આપણો પડછાયો કેટલો નાનો થઈ ગયો છે ! તાપ બહુ પડે છે. રસ્તામાં લોક બહુ દેખાતા નથી. આકાશમાં પંખીઓ પણ બહુ ઊડતાં જણાતાં નથી. કોઈ કોઈ ઠેકાણે સમડીઓ ઊડતી જણાય છે.

ઉનાળામાં તાપ બહુ પડે છે. ઉનાળામાં બપોરે જમીન ખૂબ તપે છે. જોડા વગર ચાલતાં દઝાય છે. ઉનાળામાં બપોરે ઝાડનો છાંયો બહુ સારો લાગે છે.

ઘણા લોકો બપોરે ઊંઘે છે, તે સારૂં નથી. દિવસે ઊંઘવાથી શરીરમાં આળસ આવે. દિવસે કદી ઊંઘવું નહિ.

# પાઠ ૨૦ મો. આંબો.



ઘટાદાર કોયલ ટહુકે છાંયડો
કેસરી અથાણું છ્+ય=છ્ય. પૂછ્યા
ર્+ય=ર્ય. કર્યું લ્+લ=લ્લ. ફોલ્લા

ચંપક—ભાઈ, પેલું શેનું ઝાડ છે?

મટુ—ચંપકભાઈ, એ તો આંબાનું ઝાડ છે. ભાઈ, ચાલ આપણે એના છાંયડામાં ઉભા રહીએ.

કુઉઉ! કુઉઉ!

ભાઈ, એ શું બોલતું હશે?

મટુ—એ તો કોયલ ટહુકે છે.

ચંપક—ભાઈ, એનો અવાજ બહુ મીઠો લાગે છે. એ કયાં છે? મને તો દેખાતી નથી. ચાલ આપણે એને શોધી કાઢીએ.

મટુ—એ તો નહિ દેખાય. એને તો ઝાડમાં છુપાઈ રહી ટહુકો કરવાની ટેવ છે.

ચંપક—ભાઈ, આંબે પેલી કેરીઓ કેવી લટકી રહી છે! હું એક બે કેરી તોડી લઉં?

મટુ—ભાઈ, એ કેરી આપણી નથી. ધના પટેલને પૂછ્યા વગર ન લેવાય. પેલા ધના મામા ઉભા. ચાલ આપણે એમને પૂછી જોઈએ.

ધના મામા, અમે પેલી કેરીઓ લઈએ?

ધના પટેલ—હા ભાઈ, લે. તમે પૂછ્યા વગર કેરી ન લીધી એ બહુ સારૂં કર્યું. લો, હું તમને આ બીજી કેરીઓ પણ આપું છું.

ચંપક—ભાઈ, આ કેરી લીલી છે અને આ તો પીળી છે.

મટુ—એ પીળી નથી. એ તો કેસરી છે. લીલી કેરી કાચી છે, અને કેસરી પાકી છે. તારે આ કેરી ખાવી છે ?

ચંપક—હા, ભાઈ.

# પાઠ ૨૧ મો.

## કુકડો.

પહેરેગીર   રાતલડી   પીયરિયે   વોળાવું

દ્+ય=દ્ય.   ઉદ્યોગી

સવારમાં વહેલો હું ઊઠી,   કુકડેકૂક કરૂં છું;
ઊઠાડવા ઉદ્યોગી જનને,   પહેરેગીર બનું છું.
કુકડેકૂક કુકડેકૂક કરતો,   સુરજને બોલાવું;
કાળી કાળી રાતલડીને,   પીયરિયે વોળાવું.

ખબરદાર.

---

મદુ—ત્યારે પહેલાં એને ધોઈ નાંખવી પડશે. કેરી ધોયા વગર ખવાય નહિ. એની ઉપર ચેપ હોય છે. તેથી મોંમાં ફોલ્લા પડે. ચંપકભાઈ, તું જાણે છે કે કાચી કેરીનું અથાણું થાય છે, અને પાકી કેરીનો રસ કઢાય છે ?

---

# પાઠ ૨૨ મો. સાંજ.

મજાના   ભાંભરે છે   આરડે છે

કિલ્લા

જુઓ તો ખરા, પેલો સુરજ કેટલો બધો નીચો ઉતરી પડ્યો છે! બપોરે તો તે માથા ઉપર હતો. હવે તાપ લાગતો નથી. હવે તો ઠંડક થઈ છે. મારો પડછાયો કેવો લાંબો પડે છે! ઝાડ અને ઘરની ટોચ સુરજના તેજમાં કેવાં ચળકે છે! સુરજ આથમે છે ત્યાં આકાશમાં કેવા મઝાના રંગ દેખાય છે? ત્યાં જાણે સોનાનું તળાવ હોય એવું જણાય છે. કોઈ વાદળાં તો મોટા કિલ્લા જેવાં દેખાય છે.

ઢોર ચરીને પાછાં આવે છે. ગાયો

# પાઠ ૨૩ મો. સૂર્ય.

શરૂઆત છેડો આથમે છે

ર્+ય=ર્ય. સૂર્ય

ગુરુજી—છોકરાઓ, આ ઓરડાનાં

‘હંભા’ ‘હંભા’ કરી ભાંભરે છે. ભેંસો મોટેથી આરડે છે. ઢોરના ઘણથી ધૂળ ખૂબ ઊડે છે. જુઓ, પેલા ખેડુતો હળ લઈ પાછા આવે છે. કેટલાક તો માથે ઘાસના ભારા લઈને આવે છે. પંખીઓ તેમના માળામાં જાય છે.

સાંજના હું રમવા જાઉં છું. ઘણીવાર હું મારા બાપા જોડે ફરવા જાઉં છું. મને સાંજના ફરવા જવું ગમે છે.

જુઓ, આ બારીમાંથી શું આવ્યું ?

છોકરા—ગુરુજી, બારીમાંથી તેજ આવ્યું. હવે ઓરડામાં અજવાળું થયું.

ગુરુજી—એ તેજ કોણ આપે છે ?

છોકરા—એ તેજ સૂર્ય આપે છે.

ગુરુજી—છોકરાઓ, તડકામાં ઉભા રહીએ ત્યારે શું થાય છે?

છોકરાઓ—તડકામાં ઉભા રહીએ ત્યારે તાપ લાગે છે.

બારીબારણાં બંધ કરો. કહો હવે શું થયું?

છોકરો—ગુરુજી, હવે તો ઓરડામાં અંધારૂં થઈ ગયું!

ગુરુજી—મગનભાઈ, પેલી બારી જરા ઉઘાડ જોઉં.

ગુરુજી—ત્યારે બોલો જોઉં, આપણને તેજ અને તાપ કોણ આપે છે ?

છોકરો—સૂર્ય આપણને તેજ અને તાપ આપે છે.

ગુરુજી—સૂર્ય સવારે ઉગે છે અને સાંજે આથમે છે. સવારથી સાંજ સુધીનો વખત દહાડો કહેવાય, અને સાંજથી સવાર સુધીનો વખત રાત કહેવાય. સવાર એ દહાડાની શરૂઆત છે, અને સાંજ એ દહાડાનો છેડો છે. દહાડે તમે શું કરો છો ?

છોકરો—ગુરુજી, દહાડે અમે ભણીએ છીએ અને રમીએ છીએ.

ગુરુજી—બરાબર છે. દહાડે સૂર્યનું તેજ હોય ત્યારે વાંચવું. રાતે વાંચવું

દહાડે સૂર્ય તેજ આપે છે અને રાતે ચંદ્ર તેજ આપે છે. સૂર્ય રોજ દહાડે દેખાય છે, પણ ચંદ્ર રોજ રાતે ઉગતો નથી. સૂર્ય રોજ સવારે ઉગે છે, પણ ચંદ્ર રોજ સાંજના ઉગતો નથી. ઘણી-વાર ચંદ્ર રાતે મોડો ઉગે છે.

ચંદ્ર કરતાં સૂર્યનું તેજ વધારે હોય છે. ચંદ્ર સૂર્ય જેટલો ગરમ અને

નહિ. રાતે વાંચવાથી આંખ બગડે; રાતે તો સૂવાનું.

---

# પાઠ ૨૪ મો. ચંદ્ર અને તારા.

તેજસ્વી ટપકીઓ ચાંદની

દ્+ર=દ્ર. ચંદ્ર

રાતે આકાશમાં તારા દેખાય છે. સૂર્ય આથમે છે એટલે તેઓ ધીરે ધીરે ડોકિયાં કરવા માંડે છે. ચંદ્ર ઉગ્યો હોય ત્યારે પણ તારા તો દેખાય છે. ચંદ્ર ન હોય ત્યારે તો તેઓ બહુ દેખાય છે. ચમકતા તારાઓની ટપકીઓથી આકાશ બહુ સુંદર દેખાય છે. સવારે કંઈ તારા જતા રહેતા નથી. તેઓ આકાશમાં તો હોય છે, પણ સૂર્યના તેજને લીધે દેખાતા નથી.

---

તેજસ્વી નથી. સૂર્યનો તડકો ગરમ છે,
પણ ચંદ્રની ચાંદની તો ઠંડી હોય છે.
ઠંડી સફેદ ચાંદની બહુ સારી લાગે છે.
ચાંદનીમાં રમતો રમવાની બહુ મઝા પડે.

# પાઠ ૨૫ મો.

## તારા.

ણ્+ય=ણ્ય. ગણ્યા ન્+હ=ન્હ. ન્હાય

ગણ્યા ગણાય નહિ
વીણ્યા વીણાય નહિ
છાબડીમાં માય નહિ
તોય મારા આભલામાં ન્હાય.

* * *

તારા ! ધીમા ધીમા આવો,
તારા ! રમવાને સૌ આવો;
તારા ! રૂપાગેડી લાવો,
તારા ! ધીમા ધીમા આવો.

* * *

તારા ! થાકો ત્યારે જાઓ,
સાટે ચાંદાને તેડાવો;
તોયે હમણાં તો તમે આવો,
તારા ! ધીમા ધીમા આવો.

# પાઠ ૨૬ મો. સંતાકુકડી.

દાવ    હ્+ય=હ્ય.    કહ્યું

શેરીનાં છોકરાં એક દિવસ વાડીમાં ગયાં.

કનુ—ચાલો આપણે સંતાકુકડી રમીએ.

સવિતા—પણ ભાઈ, મને સંતાકુકડી રમતાં આવડતી નથી તે ?

કનુ—એમાં શું થયું ? એ તો તું રમીશ એટલે તને આવડી જશે.

બચુ—કનુભાઈ, પહેલો દાવ કોણ આપશે ?

કનુ—ચાલો પહેલો દાવ હું આપું છું. સવિતાબેન, તું અહીં બેસ અને

અમે રમીએ તે જો. પછી તને આવડે એટલે તું પણ રમજે હો.

પછી સવિતા ત્યાં બેઠી. કનુએ તેને કહ્યું, "સવિતાબેન, જો તું તારા હાથથી મારી આંખો ઢાંકી રાખ. આ બધાં છોકરાં સંતાઈ જશે. બધાં સંતાઈ જાય ત્યારે તું 'ડાહીનો ઘોડો, પાણી પીતો, ચરતો ફરતો, છૂટ મૂટ' એમ બોલી મારી આંખો પરથી તારા હાથ લઈ લેજે. તું ડાહી કહેવાય."

બધાં છોકરાં સંતાઈ ગયાં એટલે સવિતાએ 'ડાહીનો ઘોડો, પાણી પીતો, ચરતો ફરતો, છૂટ મૂટ' કહી કનુની આંખો પરથી હાથ લઈ લીધો.

હવે કનુએ પેલાં સંતાયેલાં છોકરાં

શોધવા માંડયાં. તે ઝાડી પાછળ, ઝાડ પાછળ, માંડવામાં, એમ બધે જોતો. શોધતાં શોધતાં તેણે રમણને પકડયો. હવે રમણને માથે દાવ આવ્યો. હવે તો સવિતાને રમતાં આવડયું હતું, એટલે તેણે પણ રમવા માંડયું.



તરાપ

ય્+ય=ય્ય. ખેંચ્યું પ્+ર=પ્ર. પ્રમાણે

મગન—જો બેન, પેલી બિલાડી!

# પાઠ ૨૭ મો.

# બિલાડી અને ફુમતું.



મણિ—ભાઈ, એ શું કરે છે?

મગન—એ ઊંઘી ગઈ છે. એની આંખો બંધ છે. બેન, જો, આપણે એક મઝા કરીએ. પેલું ફુમતું લાવ.

મણિ—ભાઈ, ફુમતાને શું કરીશ?

મગન—બેન, તું જો તો ખરી. એ ફુમતાને દોરી બાંધીશું. પછી બિલાડી પાસે તે ફુમતું મૂકી ધીરેથી ખેંચીશું. પછી જો કેવી મઝા થાય છે!

મગને ફુમતાને દોરી બાંધી બિલાડી પાસે મૂક્યું. થોડીવારમાં બિલાડીએ આંખ ઉઘાડી, એટલે મગને ધીરેથી ફુમતું ખેંચ્યું. બિલાડી ઊંચી થઈ તે ફુમતા પર તાકીને જોવા લાગી. થોડીવાર પછી તેણે ફુમતા પર તરાપ મારી. બિલાડીએ

તરાપ મારી એટલે મગને ફુમતું ખેંચી લીધું. આ પ્રમાણે આગળ છોકરાં અને પાછળ બિલાડી, એમ તેઓ આખા ઓરડામાં ફર્યાં. આખરે બિલાડીએ તરાપ મારી ફુમતું પકડી લીધું, અને તેને મોંમાં લઈ તે નાસી ગઈ.

# પાઠ ૨૮ મો.

# ગાય અને વાછરડું.



વાછરડું દહોણી ગેલ ગોવાળ શાંત

પીતળ હ્+ય=હ્ય. રહ્યા

છગન—પેલી ગાય ઉભી છે. તેની પાસે વાછરડું છે.

કેશવ—ભાઈ, ગાય કેવી શાંત ઉભી છે! હેં ભાઈ! પેલું વાછરડું શું કરે છે?

છગન—એ ગાય એની મા છે. એને ધાવવું છે, તેથી તેની મા પાસે જવાનું કરે છે. જો, એ પોતાનું પૂંછડું કેવું હલાવે છે!

કેશવ—વાછરડાનો રંગ કેવો છે?

છગન—એનો રંગ રાતો છે.

કેશવ—ભાઈ, પેલો માણસ એને ધાવવા દેશે?

કેશવ—છગનભાઈ, પેલો માણસ શું કરે છે?

છગન—એ ગાયને દૂહે છે. ઘુંટણ વચ્ચે પીતળની દહોણી લઈ તેમાં દૂધ ઝીલે છે.

છગન—હા ભાઈ, દૂધ દોહી રહ્યા પછી એને ધાવવા દેશે.

કેશવ—મોટાભાઈ, જુઓ ! ગાયને વાછરડા ઉપર કેવું હેત છે ! એ કેવી એની જોડે ગેલ કરે છે !

છગન—કેશવ, બોલ જોઉં, આ ગાયનો રંગ કેવો છે ?

કેશવ—એનો રંગ ધોળો છે.

છગન—એને કેટલાં શીંગડાં છે ?

કેશવ—એને બે શીંગડાં છે.

કેશવ—છગનભાઈ, પેલો એને દૂહે છે તે કોણ કહેવાય ?

છગન—એ ગોવાળ કહેવાય. એ ગોવાળ એને સવારે અને સાંજે દૂહે છે.

કેશવ—મોટાભાઈ, ગાય તો શાંત

| | | | |
|---|---|---|---|
| આંચળ | ખરી | ઘાટ | લીસું |
| રૂવાંટી | ફાટ | સંગ | ઉપયોગી |

કાળી ધોળી રાતી ગાય, પીએ પાણી ચરવા જાય.
ચાર પગો ને આંચળ ચાર, વાછરડા પર હેત અપાર.
પગમાં ખરી ને તેમાં ફાટ, સુંદર શોભે એનો ઘાટ.
પાછળ પૂંછડા પર છે વાળ, તેથી કરે શરીર સંભાળ.
કાન શીંગ બે મોટી આંખ, પૂંછડાથી ઊડાડે માખ.
નરમ રૂવાંટી લીસું અંગ, ગેલ કરે વાછરડા સંગ.
દૂધ તેનું ધોળું દેખાય, સાકર નાંખી હોંસે ખાય.
દહીં માખણ ઘી તેનાં થાય, તેથી બહુ ઉપયોગી ગાય.

કવિ ધીરજકાકા.

ઉભી રહે છે, અને કોઈને મારતી નથી; પણ ભેંસ તો મારે અને તોફાન કરે.

છગન—તેથી જ લોક કહે છે કે ‘ ગાય માતા પારવતી; ભેંસ તો ડોબું. ’

---

## પાઠ ૨૯ મો.

### ગાય.

# પાઠ ૩૦ મો. ગાંધીની રમત.



ત્રાજવાં પરોવી

મોહન—કેશવભાઈ, આપણે શું

રમીશું ?

કેશવ—આપણે ગાંધી ગાંધી રમીએ ?

મોહન—હા, કેશવભાઈ, ત્યારે ઉભા રહો, હું ત્રાજવાં લઈ આવું.

એમ કહી મોહન ઘરમાં ગયો અને બે માટીનાં નાનાં કોડિયાં લઈ આવ્યો. એક સળિયાથી દરેક કોડિયામાં તેણે ત્રણ ત્રણ કાણાં પાડયાં. પછી તે કાણાંમાં દોરી પરોવી એક નાની સરખી લાકડીને બન્ને છેડે તે લટકાવી દીધાં.

મોહન—જુઓ કેશવભાઈ, આ ત્રાજવું થયું. હવે હું દુકાન માંડું છું અને તમે બધું લેવા આવજો. આ ઠીકરાંના કુકા, તે જાણે પૈસા.

પછી મોહને દુકાન માંડી. રેતીને ખાંડ બનાવી, કાદવને ગોળ બનાવ્યો; નાના નાના કાંકરા તે સાકર. પછી કેશવ દુકાને માલ લેવા આવ્યો.

કેશવ—તમારે ત્યાં ખાંડ છે? ખાંડ કેમ શેર આપી?

મોહન—જી, ખાંડ ચાર આને શેર છે. કેટલી આપું?

કેશવ—મને પાશેર ખાંડ આપો અને નવટાંક ગોળ આપો.

મોહને ત્રાજવાંથી તે ચીજો તોળી આપી. તે બરાબર તોળતો હતો. બધી ચીજો વેચાઈ ગઈ, ત્યાં સુધી મોહન દુકાને બેઠો. પછી કેશવે દુકાન માંડી અને મોહન તેને ત્યાં બધું લેવા આવ્યો.

નવનીત—આ બચ્ચાનું શરીર કેવું સુંવાળું છે! મને એની જોડે રમવું બહુ ગમે છે.

# પાઠ ૩૧ મો. બકરી.

નવનીત—રસિકભાઈ, જુઓ પેલાં બકરીનાં બચ્ચાં કેવા કુદકા મારે છે !

રસિક—નવનીત, જો પેલું બચ્ચું ઉછળી ઉભું થયું ! જો પેલું બીજું બચ્ચું પણ ઉછળી ઉભું થયું ! હવે બન્ને માથાં લડાવે છે. બન્ને કેવી ટક્કર લે છે !

નવનીત—પેલું બચ્ચું કેવું બેં બેં કરે છે ! એ શા માટે બેં બેં કરે છે ?

રસિક—એની મા પાસે નથી તેથી તેને બેં બેં કરી એ બોલાવે છે.

રસિક—નવનીત, જો પેલું કુતરૂં બકરીને કરડવા આવે છે. આપણે જોઈએ, હવે બકરી શું કરે છે ?

નવનીત—બકરી કાંઈ નાસી જતી નથી. એ તો સામી થાય છે, અને નીચી વળી કુતરાને શીંગડું મારે છે. રસિકભાઈ, જુઓ ! પેલો માણુસ બકરીને દૂહે છે. બકરીનું દૂધ કેવું લાગે ?

રસિક—નવનીત, મેં બકરીનું દૂધ પીધું છે. એ તો જરા ખારૂં લાગે.

નવનીત—રસિક, આપણા ગાંધીજી બકરીનું જ દૂધ પીએ છે, ખરૂં ?

રસિક—હા, એમણે ગાય-ભેંસનું દૂધ ન પીવાનું વ્રત લીધું હતું. પછી કેટલાંક વરસ સુધી તો દૂધ પીતા જ

નવનીત—રસિકભાઈ, જુઓ તો ખરા, પેલી બકરી ક્યાં ચઢી ગઈ છે! એ ટેકરી પરથી પડી નહિ જાય?

નહોતા. પછી માંદા પડયા ત્યારે વૈદ્દે કહ્યું કે દૂધ પીવું જ પડશે; એટલે બકરીનું પીવા માંડયું.

નવનીત—રસિકભાઈ, બકરી શું ખાતી હશે?

રસિક—એ ઝાડનો પાલો ખાય છે.

નવનીત—પાલો એટલે શું?

રસિક—પાલો એટલે પાંદડાં અને કુમળી ડાળીઓ. બાવળ, આકડો, ખરસાણી, પીપળો, પીપળ એ બધાં ચે ઝાડનાં પાન બકરી ખાય.

જો પેલું બકરીનું બચ્ચું, કુદ કુદ કુદકા મારે;
વાંકી ડોકે ઠમ ઠમ ઠમકે, હરખાઇ શું ભારે.
રે પેલી બકરી મા એની, પાસે ન હોય જ્યારે;
બેંબેં બેંબેં કરતું એ તો, બૂમો પાડે ત્યારે.
માતા આવે ત્યારે કેવું, બચ્ બચ કરતું ધાવે;
ધાવી પાછું કુદકા મારે, કેવો હરખ જ આવે!
હું પણ મારી માને દેખી, હૈયામાં હરખાઉં;
બા, બા કરતો વહેલો તેની, પાસે દોડી જાઉં.

ખબરદાર.

---

રસિક—ના ભાઈ, એને તો ટેકરા ટેકરી ઉપર ચઢતાં આવડે છે. એ બહુ સાચવીને પોતાના પગ ગોઠવે છે.

---

## પાઠ ૩૨ મો.

### બકરીનું બચ્ચું.

# પાઠ ૩૩ મો.

# રોજ પાળવાના નિયમ.

અંગુછો ઉમંગ વહાલાં

શ્+વ=શ્વ. ઈશ્વર

છોકરાંઓ, રોજ સવારમાં વહેલાં ઊઠો. સુરજ ઉગતા પહેલાં રોજ ઊઠવું જોઈએ. ઊઠયા પછી તુરત ઈશ્વરનું નામ લેવું. સારાં ભજન આવડતાં હોય તો ગાવાં. પછી દિશાએ જવું. દિશાએ જઈ આવ્યા પછી માટી લઈ હાથ ધોઈ નાંખવા. પછી દાતણ કરવું. દાતણને ખૂબ ચાવવું અને તેનો ઝીણો કૂચો થાય એટલે તેનાથી દાંત ઘસી સાફ કરવા. દાંત ઉપર દાતણ ઉભું અને આડું ઘસવું. દાતણ ન હોય તો ઝીણા વાટેલા મીઠાથી પણ દાંત

સાફ કરાય. દાંત ઘસ્યા પછી દાતણની ચીરી કરવી અને તેનાથી ઉલ ઉતારવી, એટલે કે જીભ સાફ કરવી. પછી નાહી લેવું. નહાતી વખતે જાંઘ, બગલ, ગરદન, કાનની પાછળ વગેરે બધાં અંગ ઘસીને નહાવું. નાહ્યા પછી શરીર અંગુછાથી લુછી નાંખવું. નાહી રહ્યા પછી માતા પિતાને પગે લાગવું, અને પછી વાંચવા બેસવું. વાંચતી વખતે વાંચવામાંજ ચિત્ત રાખવું. ચોપડીઓ તથા લુગડાંને ભોંય પર આડાં અવળાં નાંખવાં નહિ. બધી વસ્તુઓને ઠેકાણાસર ગોઠવીને મૂકવી. ઘરનું કામ ઉમંગથી કરવું. સાચું બોલનાર છોકરાં હમેશાં સુખી થાય છે, અને માબાપને વહાલાં લાગે છે.

રમણ—મને સાતતાળી નથી રમતાં આવડતી.

મનુ—ચાલતો ખરો દોસ્ત. એ તો તને ઝટ રમતાં આવડી જશે. બીજા પણ છ–સાત છોકરાઓ એમની સાથે તૈયાર થયા. બાગમાં જઈ તેમણે રમવા માંડ્યું. પહેલાં તેઓ કૂંડાળું વાળી ઉભા રહ્યા. પછી

# પાઠ ૩૪ મો. સાતતાળી.

મનુ—રમણ, અમે રમવા જઈએ છીએ. તારે આવવું છે ?

રમણ—હા મનુભાઈ, ચાલો; આપણે આજે શું રમીશું ?

મનુ—સાતતાળી.

એક એકના હાથ ઝાલી ઉછાળી તાળીઓ પાડવા લાગ્યા. કોઈ ઉંધે હાથે તો કોઈ ચત્તે હાથે તાળી પાડે. ચત્તા હાથ ઓછા હોય તો તે પાકી ગયા ગણાય, અને ઉંધા હાથ ઓછા હોય તો તે પાકી ગયા ગણાય. છેલ્લો રહે તેને માથે દાવ આવે. પાકતાં-પાકતાં મનુને માથે દાવ આવ્યો.

હવે ચિમન નામનો એક છોકરો મનુની પાસે સાત તાળીઓ આપવા આવ્યો. બીજા બધા છોકરા આઘે જઈ ઉભા રહ્યા. ચિમને છ તાળી આપી અને પૂછ્યું, 'કઢો કે કઢી?' મનુએ કહ્યું, 'કઢી.' પછી ચિમને કહ્યું, 'જો પેલો કાગડો ઊડે'. મનુએ ઊંચે જોયું, એટલે તે તેને સાતમી તાળી આપી નાઠો. મનુ હવે બધા

છોકરાઓની પાછળ દોડયો. જેને તે પકડે તેની ઉપર દાવ આવે. જે છોકરાને પકડાઈ જવાની બીક લાગે તે બેસી જાય. મનુ તેને માથે હાથ મૂકીને થાપી, બીજાને પકડવા જાય. એટલામાં બીજો કોઈ છોકરો આવી તેને ઊઠાડી જાય. આમ રમતાં રમતાં ઝડપથી દોડી મનુએ બચુને પકડી પાડયો. હવે બચુને માથે દાવ આવ્યો. ઘણીવાર રમીને થાકયા એટલે ચિમને કહ્યું, "સૌ સૌને ઘેર જાઓ, ધાણીચણા વહેંચી ખાઓ.' પછી બધા પોતપોતાને ઘેર ગયા.

સંગ ज्ञान

પરોઢિયે નિત ઊઠીને, લેવું ઈશ્વર નામ;
દાતણ કરી નાહ્યા પછી, કરવા પાઠ તમામ.

કહ્યું કરો માબાપનું, દો મોટાંને માન;
ગુરુને બાપ સમા ગણો, મળશે સારૂં જ્ઞાન.

જૂઠું કદી ન બોલવું, તજવું આગન અંગ;
હળીમળીને ચાલવું, રાખો સારો સંગ.

---

# પાઠ ૩૫ મો.

## છોકરાંને શિખામણ.

# પાઠ ૩૬ મો. મદારી.



ડુગડુગી નહોર

ડુગડુગ્, ડુગડુગ્, ડુગડુગ્.

શાંતિલાલ—કાંતિભાઈ, આ શું વાગે છે?

કાંતિલાલ—શાંતિભાઈ, એ તો પેલો

મદારી ડુગડુગી વગાડે છે. ચાલ, આપણે મદારીનો ખેલ જોવા જઈએ.

શાંતિ—હા, ભાઈ! ચાલો, ચાલો.

શાંતિલાલ તથા તેનો ભાઈ કાંતિલાલ દોડતા દોડતા મદારી ખેલ કરતો હતો ત્યાં ગયા.

શાંતિ—ભાઈ, પેલો માણસ કોણ છે?

કાંતિ—એ મદારી છે; એ ખેલ કરે છે.

શાંતિ—એ શું વગાડે છે?

કાંતિ—એ ડુગડુગી વગાડે છે. જો, એના હાથમાં પેલી ડુગડુગી છે.

શાંતિ—ભાઈ, પેલું વાંદરૂં છે?

કાંતિ—ના ભાઈ, એ માંકડું છે. વાંદરાનું મોં કાળું હોય અને પૂંછડું લાંબું

હોય; પણ આનું મોં તો લાલ છે અને પૂંછડું ટૂંકું છે.

શાંતિ—હા કાંતિભાઈ, અને એ નાનું યે છે. ભાઈ, પેલું કાળું કાળું શું છે?

કાંતિ—એ રીંછ છે. જો, એનું મોં કેવું લાંબું ભૂંગળી જેવું છે! એના શરીર ઉપર કેવા લાંબા મોટા વાળ છે!

શાંતિ—કાંતિભાઈ, એનું શરીર બહુ ગંધાય છે. એની આંખો કેવી નાની છે! જુઓ જુઓ, પેલું રીંછ તો ઉભું થયું! એ તો પાછલા પગ પર ઉભું થઈ માણસની પેઠે ચાલે છે!

કાંતિ—હા, એના પગનું તળિયું આપણા જેવું છે; પણ તેની ઉપર નખને બદલે નહોર છે.

# પાઠ ૩૭ મો. બાગ.

ક્યારા બાંકડા કોસ રોપા ફુવારો

મધમાખ લલકારતા મધપુડો

"ચાલ ભાઈ, બાગમાં ફરવા જઈએ". આમ કહી મગન તથા મોતી બાગમાં ફરવા ગયા. બાગ પાસે પહોંચ્યા એટલે મોતીએ કહ્યું, જો પેલા આંબા તથા

મદારીએ માંકડાને નથુ ડોસા બનાવી તેને લશ્કરમાં મોકલ્યો, અને તેની પાસે બહુ રમતો કરાવી. રીંછ જોડે મદારી કુસ્તી લડયો. એકવાર મદારી હાર્યો અને એકવાર રીંછ હાર્યું. ખેલ થઈ રહ્યા પછી કાંતિ ને શાંતિ મદારીને પૈસા પૈસા આપી વાતો કરતા ઘેર ગયા.

લીમડાની ઘટા કેવી સારી લાગે છે ! જો, એની અંદરથી કોયલ ટહુકા કરે છે.

મગન—ભાઈ, આ શું છે ?

મોતી—એ માંડવો છે. એની ઉપર જાતજાતનાં ફૂલના વેલા ચડાવ્યા છે, અને તેની નીચે લોકોને બેસવા માટે બાંકડાઓ મૂકયા છે. મગનભાઈ, જો ! આ કયારા કેવા મઝાના લાગે છે ! એની અંદર ફૂલના રોપા વાવ્યા છે. એમાં કેવાં જાતજાતના રંગનાં ફૂલો થયાં છે !

મગન—ભાઈ, આ શું છે ?

મોતી—એ હોજ કહેવાય. જો, એની વચમાં પેલો ફુઆરો છે.

મગન—ભાઈ, એમાંથી પાણી કેવું ઊંચું ઊડે છે !

મગન અને મોતી કુવા પાસે ગયા. ત્યાં કોસ ચાલતો હતો. એ કોસની ગરગડીમાંથી મધુરો અવાજ નીકળતો હતો. વળી કોસ ચલાવનારા પણ મોટે

મોતી—ચાલ, મગન, પેલા કુવા પર કોસ ચાલે છે ત્યાં જઈએ.



અવાજે ગીતો લલકારતા હતા. કોસ ઉપર આવી ઠલવાતો, ત્યારે પાણી ખળળળ કરી પડતું અને પછી ખળખળ કરતું વહી જતું.

મગન—મોતીભાઈ, આ બધું પાણી ક્યાં જતું હશે ?

મોતી—મગનભાઈ, એ પાણી પેલી નીકોમાં થઈ પેલા ફૂલના ક્યારાઓમાં જાય છે. પાણી ન પાય તો ફૂલના રોપા મરી જાય.

મગન—મોતીભાઈ, પેલું શું ઊડે છે ?

મોતી—એ તો પતંગિયું છે. એની પાંખોનો રંગ કેવો સુંદર છે ! મગન, પેલા ઝાડ ઉપર શું છે તે તું જાણે છે ?

મગન—ના ભાઈ, એ શું છે ?

મોતી—એ મધપુડો છે. એમાં મધ-માખીઓ રહે છે. એ મધમાખીઓનું ઘર છે. તેં મધમાખ જોઈ છે ?



મોતી—ના ભાઈ, મેં મધમાખ જોઈ નથી.

મોતી—જો, મગન ! પેલા ફૂલ પર બેઠી છેને, તે મધમાખ કહેવાય.

# પાઠ ૩૮ મો. ઝાડ અને વેલા.

કાછિયા     ભોંય     વેલા

સુંદરલાલ તેના બાપ કાંતિલાલ સાથે નાગજી નામના કાછિયાની વાડીમાં ગયો. ત્યાં તેણે કેટલાંક નવી જાતનાં ઝાડ જોયાં. તેણે લીમડો, પીપળો તથા બીજાં ઝાડ જોયાં હતાં. તે ઝાડને જાડાં અને કઠણ થડ હતાં. થડમાંથી ફૂટી નીકળતાં ડાળાં પર પાંદડાં હતાં.

તેણે ગુલબાસ, ગલગોટા વગેરે ફૂલના નાના નાના છોડ પણ જોયા હતા. એ છોડનાં થડ નીચાં, પાતળાં અને પોચાં હતાં, અને તેમની ઉપરની છાલ પણ પોચી અને લીલી હતી. એ થડ સહેલથી ભાંગી જાય એવાં હતાં.

હતા.

સુંદરલાલ—બાપાજી, જુઓ તો ખરા, આ છોડ કેટલી બધી જગા ઉપર પથરાઈ ગયો છે ! અને પેલો વળી પેલા માંડવાના થાંભલાની આસપાસ વીંટાઈ માંડવા પર પથરાઈ ગયો છે! બાપાજી, એ શું કહેવાય ?

આ વાડીમાં તો તેણે જુદી જાતના છોડ જોયા. એ છોડનાં થડ જમીનથી ઊંચાં જતાં જ નહિ, પણ ભોંય પર રહી બધી બાજુ ખૂબ ફેલાતાં. કેટલાક છોડ, પાસે મૂકેલી લાકડીઓની આસપાસ ગોળ વીંટાઈ ઊંચે ચઢ્યા હતા. કેટલાક માંડવા પર ચઢી ગયા હતા. કેટલાક નાગજીના ઘરની ઓશરીના છાપરા પર ચઢી ગયા

કાંતિલાલ—સુંદરભાઈ, એ વેલા કહેવાય. તેનાં થડ ઝાડ જેવાં જાડાં અને મજબૂત હોતાં નથી, પણ દોરડી જેવાં પાતળાં અને નબળાં હોય છે. તેથી તે ઝાડ પેઠે ટટાર ઉભાં રહી શકતાં નથી.

બાપ અને દીકરો આમ વાત કરતા હતા એટલામાં નાગજીભાઈ ત્યાં આવ્યા. તેમણે સુંદરને તુરિયાં ને ગલકીના વેલા બતાવ્યા. તે પાસે મૂકેલી દોરી કે લાકડીને વીંટળાઈ ઉપર ચઢતા હતા. કોળાં, દૂધી અને તરબુચના વેલા તો ભોંય પર જ પથરાયા હતા.

સુંદર આ બધું જોઈ બહુ ખુશ થયો, અને હવે અંધારૂં થવા આવ્યું હતું એટલે તેના બાપની સાથે પાછો ઘેર ગયો.

---



ચિત્ર અપમાન

ન્+મ=ન્મ. સન્માન

આ આપણા દેશનો વાવટો છે. એ મને બહુ વહાલો લાગે છે. હું એ વાવટો આમ ખભે લઈ ફરીશ. મારો વાવટો હવામાં કેવો ફરફરે છે! એ વાવટો કોઈથી

# પાઠ ૩૯ મો.

# આપણો વાવટો.



નીચો ન નમાવાય. એ વાવટા પર કોઈથી પગ ન મેલાય. આપણે બધાએ એ વાવટાને નમવાનું.

એ વાવટો સ્વરાજનો છે. એ વાવટો ખાદીનો બનેલો છે. એમાં લાલ, લીલો અને ધોળો એમ ત્રણ રંગ છે. એની ઉપર રેંટિયાનું ચિત્ર કાઢેલું છે. લાલ રંગ નીચે રહે, એમ એ વાવટો લાકડી પર ચડાવવાનો.

હું મારા દેશના એ વાવટાનો બચાવ કરીશ. જીવ જતાં સુધી એને નીચો નહિ નમવા દઉં.

નહિ નમશે, નહિ નમશે, નિશાન ભૂમિ ભારતનું.
ભારતની એ ધર્મધ્વજાનું, સાચવશું સન્માન;
ભૂમિ ભારતનું.

---

# પાઠ ૪૦ મો. માનું હેત.



નાનો રમણ અને તેની બેન લીલા-
વતી રમતાં હતાં. તેમની બા બહાર ગઈ

હતી. તે ઘેર આવી ત્યારે છોકરાં ચોકમાં રમતાં હતાં. છોકરાંને આનંદથી રમતાં જોઈ તેને બહુ સુખ થયું. તે છોકરાંને જોતી બારણામાં ઉભી રહી. હેતભરી આંખે તે છોકરાં સામું જોતી હતી. નાના રમણને તેની બા યાદ આવી.

રમણ—મોટીબેન, બા કયારે આવશે?

લીલાવતી—રમણભાઈ, હવે બા આવવાની તૈયારી છે.

એટલામાં રમણની નજર બારણા તરફ ગઈ. તેણે એની બાને ત્યાં ઉભેલી જોઈ. તે દોડીને તેને વળગી પડયો. એની બાએ એને ઉંચકી લીધો, અને છાતી સરસો ચાંપ્યો. રમણ ખુશ થઈ પગ ઉછાળી ગણગણવા મંડયો. લીલાવતી

પણ માની પાસે આવી ઉભી. પછી બધાં ઘરમાં ગયાં. માએ છોકરાંને મગજનો એક એક લાડુ આપ્યો.

રમણની બાને રમણ પર બહુ હેત છે. એ રાતે રમણને રામચંદ્ર અને કૃષ્ણ ભગવાનની વાતો કહે છે. રમણને એવી વાતો સાંભળવી બહુ ગમે છે. રાતના રમણ સૂતો હોય છે, ત્યારે એની બા એને શરીરે હાથ ફેરવે છે. રમણને એથી બહુ સુખ થાય છે. રમણ સહેજ માંદો પડે છે તો એની બાને બહુ ફિકર થાય છે. ત્યારે એનું મોં હસતું જણાતું નથી.

# પાઠ ૪૧ મો.

## મા અને બાળક.

હરખાઉં કલ્લોલ આભાર ભીડે

માને દેખી બહુ હરખાઉં, દોડી દોડી સામે જાઉં;
ચાંપે લઇને છાતી સાથ, બાથી દઇને ભીડે બાથ. ૧
ધવડાવે લઇ ખોળામાંય, પંપાળીને રાજી થાય;
મારૂં મુખ જોઇ હરખાય, દુખડાં સર્વે ભૂલી જાય. ૨
મીઠા લાગે મારા બોલ, જાણે પંખી કરે કલ્લોલ.
સારૂં ખાવું આપે માત, બહુ સંભાળે મારી જાત. ૩
રડતો જાણી મને લગાર, ગભરાતી દોડે તે વાર;
હસું રમું તો બહુ સુખ થાય, ઉંઘાડવાને હાલો ગાય. ૪
માંદો પડતાં ઓસડ પાય, પેટ ભરી માડી નવ ખાય;
સૌથી તારૂં હેત અપાર, બહુ માનું તારો આભાર. ૫

કવિ ધીરજકાકા.



સફાઈ ઘરાક ડઝન

વ્+ય=વ્ય. ગોઠવ્યાં ર્+ધ=ર્ધ. અર્ધો

આ શું છે? એ દુકાન છે. એ શેની દુકાન છે? એ ફળની દુકાન છે. પેલો દુકાનદાર છે. દુકાનમાં કેટલાં બધાં ફળ

# પાઠ ૪૨ મો. ફળની દુકાન.



છે ! કેળાં, નારંગી, દાડમ, સફરજંદ, બોર અને કેરી વગેરે ફળો છે. એ બધાં ફળ કેવી સફાઈથી ગોઠવ્યાં છે ! તે છાબડી અને ટોપલીઓમાં સારી રીતે ગોઠવીને ખડકેલાં છે. બધી ટોપલીઓ ઊંચી નીચી હારમાં ગોઠવેલી છે. બધી મળી પાંચ હાર છે. ટોપલી અને છાબડીઓ નીચી પાટલીઓ પર ગોઠવેલી છે. એ હારો એક પછી એક ઊંચી થતી જાય છે. દુકાનદાર ફળ વેચે છે. પેલા ભાઈ ફળ લેવા આવે છે. આ ભાઈ ફળ લે છે. એ તેના ઘરાક કહેવાય. જુઓ, દુકાનદાર પોતાના ઘરાકને હસતે મોઢે બોલાવે છે. પેલા ભાઈ કેરીઓનો ભાવ પૂછે છે. એ શું કહે છે તે સાંભળો.

ઘરાક—ભાઈ, આ કેરીઓ કેમ આપી ? ડઝન કેરીની શી કિંમત છે ?

દુકાનદાર—જુઓ ભાઈ, આ રસની કેરી છે. એ આનાની દોઢ શેર છે. આ એના કરતાં સારી છે. એ આનાની શેર છે. એ કેરીઓ કાપીને ખાવાની છે. એ તોળીને વેચતા નથી, પણ ગણીને આપીએ છીએ. એ ત્રણ રૂપીએ ડઝન છે. બોલો, તમને કઈ કેરી આપું ?

ઘરાક—મને સારી રસની કેરી અર્ધો મણ આપો.

દુકાનદાર—વારૂ, શેઠ.

પછી ચંપક નિશાળે ગયો. નિશાળેથી પાછો આવ્યો ત્યારે તો સુરજ આકાશમાં ખૂબ ઊંચે ચડ્યો હતો. તે જમી રહ્યો ત્યારે તો સુરજ છેક તેના માથા પર

# પાઠ ૪૩ મો. દિશાઓ.

ચંપક એક દિવસ સવારમાં ઘણો વહેલો ઊઠયો. તે વાડામાં ગયો ત્યારે સુરજ ઉગ્યો નહોતો. સામે એક ટેકરી હતી, તેની આસપાસ આકાશ ગુલાબી રંગનું દેખાતું હતું. થોડીવારમાં ટેકરીની પાછળથી સુરજ દેખાયો. પહેલાં તે થોડો દેખાયો, પણ પછીથી તે વધારે ને વધારે ઊંચો ચડતો જણાયો. આખરે તે આખો ગોળ થાળી જેવો દેખાયો.

આવ્યો હતો, પણ તે બરાબર તેના માથા ઉપર ન હતો.

સાંજે પાછો ચંપક વાડામાં ગયો ત્યારે સુરજ નીચે ઉતરી પડ્યો હતો. આ વખતે તે સવારે દેખાયો હતો ત્યાં ન હતો, પણ ટેકરીની સામી બાજુએ હતો.

બીજે દિવસે પણ ચંપકે સુરજને તેમજ ફરતો જોયો. સવારે તે નીચો ટેકરી પાસે હતો. પછી ધીરે ધીરે ઊંચે ચડતો ચડતો તે માથા પર આવ્યો. સાંજના વળી પાછો તે નીચે ઉતર્યો, પણ આ વખતે તે સવારે હતો તેની સામી બાજુએ આવ્યો હતો. આ જોઈ ચંપકને બહુ નવાઈ લાગી.

તેણે મનમાં ખૂબ વિચાર કર્યો અને આખરે ઝાડની એક સૂકી ડાળીથી

વાડાની ધૂળમાં એક ચિત્ર દોર્યું, એટલામાં તેના બાપા ત્યાં આવ્યા.

બાપ—ચંપકભાઈ, તું શું કરે છે ?

ચંપક—બાપાજી, સુરજ તો આકાશમાં ચાલે છે. રોજ આમથી નીકળી આમ જાય છે.

બાપ—ચંપક, સવારના સુરજ જે બાજુ દેખાય છે, તે પૂર્વ દિશા કહેવાય છે. સુરજ પૂર્વમાં ઉગે છે. સુરજ સાંજના નીચો ઉતરે છે, તે બાજુ પશ્ચિમ દિશા કહેવાય છે. સૂર્ય પશ્ચિમમાં નીચો નમે છે એટલે આથમે છે. ચંપક, જો તું પૂર્વ તરફ મોઢું કરી ઉભો રહે. હવે તારા બન્ને હાથ લાંબા કર. તારો જમણો હાથ જે દિશા તરફ છે તે દક્ષિણ દિશા કહેવાય. તારો ડાબો

હાથ જે દિશા તરફ છે તે ઉત્તર દિશા કહેવાય. બોલ જોઉં, દિશાઓ કેટલી છે?

ચંપક—બાપાજી, દિશાઓ ચાર છે.

બાપ—તેમનાં નામ બોલ.

ચંપક—પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, અને દક્ષિણ.

બાપ—પૂર્વ દિશા કઈ કહેવાય ?

ચંપક—સુરજ ઉગે તે પૂર્વ દિશા કહેવાય.

બાપ—પશ્ચિમ દિશા કઈ ?

ચંપક—સુરજ આથમે તે પશ્ચિમ દિશા.

બાપ—ઉત્તર અને દક્ષિણ દિશા કેવી રીતે શોધાય ?

ચંપક—પૂર્વ તરફ મોઢું કરી ઉભા રહીએ તો ડાબે હાથે ઉત્તર દિશા અને જમણા હાથે દક્ષિણ દિશા આવે.

---

# ચોપડી શીખવવાની રીત

આ ચોપડીના પાઠો લખવામાં પહેલી આવૃત્તિની પ્રશ્નોત્તર પદ્ધતિનો ત્યાગ કર્યો છે, છતાં શિક્ષક તે પદ્ધતિએ શીખવે એમ ખાસ ભાર મૂકી હું સૂચવું છું. એ પદ્ધતિનો યોગ્ય ઉપયોગ થઇ શકે તેટલા માટે શિક્ષકે પાઠ ઘેરથી વાંચીને આવવું તથા તે પાઠ શીખવવા માટે જોઇતાં સાધનો લઇ વર્ગમાં જવું. પાઠમાં આવતાં સાધનો બતાવીને પછી તેના પર સવાલ જવાબ કરીને તે પાઠની વસ્તુનો સારો પરિચય કરાવવો. પછી શિક્ષકે ભાવદર્શક રીતે તે પાઠ વાંચી જવો, અને ત્યારબાદ છોકરાઓ પાસે વંચાવવો. વર્ગમાં પાઠનું વાંચન થઇ ગયા પછી પાછા સવાલ જવાબ કરવા. થોડાક મહાવરા પછી છોકરાઓને માંહોમાંહે સવાલ જવાબ કરવા ઉત્તેજવાં. વિરામ વગેરે ચિહ્નોના ભાવ સાથે બાળક વાંચી શકે તેવી કાળજી ખાસ રાખવી. રાગ કાઢીને અને સંબંધ વગર છૂટા શબ્દો બોલી વાંચવાની ટેવ બાળકોને ન પડે તે બાબત શિક્ષકે ખાસ ચીવટ રાખવી. તેમજ ઉચ્ચારના દોષો સુધારવા તરફ ખાસ લક્ષ આપવું.

**લેખન:**—પાઠ વંચાઈ રહ્યા પછી પાઠમાં આવતા નવા શબ્દો પાટિયા ઉપર લખવા અને તે જોઈ જોઇને ત્રણ ત્રણ વાર કે પાંચ પાંચ વાર છોકરાંઓ પાસે પાટી પર લખાવવા. શબ્દો સારી પેઠે આવડ્યા પછી એ શબ્દો આવતા હોય એવાં નાનાં વાક્યો લખાવવા. શરૂઆતમાં લેખનની ઝડપ કરતાં સારા અક્ષર, શુદ્ધ જોડણી તથા સ્વચ્છતા પર ખાસ ધ્યાન આપવું.

**છોટાલાલ બાળકૃષ્ણ પુરાણી**
ભરૂચ કેળવણી મંડળ,
ભરૂચ.

## વિદ્યાપીઠ તરફથી પ્રગટ થયેલું
## બાલસાહિત્ય

| | કિંમત |
|---|---|
| બાલપોથી નાની (સચિત્ર) . . | ૦–૪–૦ |
| બાલપોથી મોટી . . | ૦–૩–૦ |
| બાળપોથી ( ત્રણે ભાગ સાથે ) . . | ૦–૫–૦ |
| વાચન ભાગ—૧, ૨. ( દરેક ભાગની કિંમત ) | ૦–૬–૦ |
| બાલપોથીના શિક્ષકોને . | ૦–૧–૦ |
| બાળપોથીના શિક્ષકોને . . | ૦–૧–૦ |
| પહેલી ચોપડી . . . | ૦–૨–૬ |
| બીજી ચોપડી . . . | ૦–૩–૬ |
| ત્રીજી ચોપડી . . . | ૦–૬–૬ |

વિદ્યાપીઠના પુસ્તકો મળવાનું મુખ્ય ઠેકાણું:
બાળગોવિંદ કુબેરદાસની કાં.
ઠે. પ્રોપ્રાયટરી હાઈસ્કૂલ પાસે,
અમદાવાદ.